# રમુજ રહસ્ય

યાને

# કાઠીયાવાડી દોહરા

દોહરો

ખેતર હોય તો ખેડીએ, વળી ડુંગર ખેડયા ન જાય.
કુવા હોય તો ગાળીએ, સમુદ્ર ગાળવા ન જાય;
કાગળ હોય તો વાંચીએ, કરમ વાંચ્યા ન જાય.
રત હોય તો તોડીયે, વળી પ્રીત તોડી કેમ જાય ?

ઘણા સુધારા વધારા સાથે સંગ્રહ કરી
છપાવી પ્રસિદ્ધ કરનાર

બુકસેલર નુરમામદ જુસબ મેમણ પડધરીવાલા
( કાઠીઆવાડ )

ઠેકાણું નોવેલ્ટી સીનેમા—ટીકીટ ઓફીસ સામે
ઘીકાંટા રોડ—અમદાવાદ.

આવૃતી ૧ લી સને ૧૯૩૦. નકલ ૪૦૦૦

આ ચોપડી પાનકોરના નાકે વાસુદેવ પ્રીન્ટીંગ પ્રેસમાં
ઇશ્વરલાલ મોતીલાલે છાપી.

કિંમત ૦—૦—૩ પાઈ

# રમુજી રહસ્ય

યાને

# કાઠીઆવાડી દોહરા.

## દોહરા.

ઉનાળે શિયાળે નીપજે, ચોમાસે જડ જાય,
નહી થડ નહી ડાળી પાંખડી, વરણ અઢારે ખાય. (મીઠું)
વેંત જેવડી વરખડી, ને ઢાલ જેવડું ફુલ,
કાચા કમળ ઉતરે, તેનું પાકે થાયે મૂલ. (કુંભારનો ચાક)
જનમ્યો ત્યારે દસ ગણો, જોબન મહી ઝપાય,
વૃદ્ધ થતાં વાધે ઘણું, એ અમને કહો રાય. (પડછાયો)
નગરમાં નાગી ફરે, વનમાં પહેરે ચીર,
તે તમે લાવજો, મારી સગી નણંદના વીર. (સોપારી)
નર એક ફરતો કુંદડી, માથે શીંગજ એક,
ચાંચ વીના ચુંગે ઘણું, વરણ કરો વિવેક. (રેંટીઓ)
જળમાં પેસી ઘર કરે, વળી જળમાં પેરી ન્હાય,
મસ્તક વાઢે ન મરે, તેની આંખ ફોડે જીવ જાય. (ડાંગર)
બાપે જન્મી બેટડી, ને બેટીએ જનમીયો બાપ,
તે અર્થ કરો મારા ઠાકરા, બેટી વધી કે બાપ, (આંબો)
ફાળ ભરે પણ મૃગ નહિ, નહિ સસલો નહિ શ્વાન,
મ્હોં ઉંચું પણ મોર નહિ, સમજો ચતુર સુજાણ (દેડકો)

નર વીના જે નીપજે, પાપે પેદા થાય,
જેને જીતે જેવેલો, એ નામને કહો રાય. (દુકાળ)
પડી પડી પણ ભાંગી નહિ, વળી કકડા થયા બે ચાર
વગર પાંખે ઉડી, ગઇ તમે પંડીત કરો વિચાર (રાત)
પશુ નહિ પણ ચાર પગ, એક વાંસો બે શીશ,
રાખે બાળક તે પેટમાં, જાતે ષંઢ કહીશ. (ઘોડીયું)
પાંચ વેંતની પુતળી, મુખ લોઢાના દંત,
નારી સંગે નીત રમે, ચતુર વિચારો ચંત. (સંબેલું)
પઢતો પણ પંડીત નહિ, પુર્યો પણ નહિ ચોર;
ચતુર હોય તો ચેતજો, મધુરો પણ નહિ મોર. (પોપટ)
ત્રણ મુખને તેર પગ, સાંભળો ચતુર સુજાણ,
નર ઉપર નારી ચઢે, પછી થઈ છે તાણમતાણ. (દુજાણો)
હું જતો તો સારે કામે, ભુંડી ચાડે ભાંજ્યો,
ઉપર દેવતા નીચે પાણી, વચ્ચે કુટી બાર્યો. (તંબાકુ)
ઉત્તમ કુળથી ઉપજી, તાત તણો જે તાત;
તે સાથે વિવાહ કર્યો, સુણજો સજ્જન બાત. (છાસ)
એક નરે નરને ગળ્યો, તેથી શોભે તંન,
એક તો ઉત્તમ જન ગણો, સમજો તમે સુજાણ. (ડગલો)
સો આંબા સો આંબલી, બસેં બીજા ઝાડ,
કોર વીનાનું પાંદડું, રાજા ભોજ કરે વિચાર. (ડુંગળીનુ પાન)
સોપારી જેવડું સારંગડુ, તલનો ત્રીજો ભાગ;
એ સારંગડે બે રત્ન જડીયાં, એક ધરતી ને બીજું આભ (આંખ)

જીવતી જાતે ઉજળી, મુખ નાસીક ને નેણુ;
અન્ન ઉદક નિંદ્રા નહિ, વહન વહને વેણુ. ( સર્પ કાંચળી )
લંકા લપેટણુ સીતા હરણુ, નહી લંકા પતી રાય,
જીસ કારણુ કૌરવ હણ્યા, મોકલાવો મારા નાથ. ( ચીર )
ધોળી ધરતીને કાળા ચણા,
હાથે વાવ્યા ને મોહે લણ્યા. ( અક્ષર )
શીંગ સહીત જન્મ્યો, જોબનમાં શીંગ જાય;
વૃદ્ધ પણે શીંગ ઉપજે, એ અમને કહો રાય. ( ચંદ્ર )
પત્થર મટી થઇ પ્રેમદા, ભોજન કરતા ગાય;
અર્ધું અંગ ફરે કુહડી, તેનું એઠું સહુજન ખાય. ( ઘંટી )
નારી પણુ નીરબળ નહિ, કાળી પણુ નહિ કોયલ;
વસે હરે સાપણુ નહિ, ઉત્તર એનો બોલ. ( તલવાર )
ગાય વીયાણી ગાંહરે, વાછરડું ફાડા માંહે,
નારી ઝુલે પારણે, એના વાછરડા લશ્કર મહી. ( બંદુક )
હતી ત્યાંરે હું હતી, માર ખાધો પણુ મે;
પરણ્યા પછી મારે, તો મરદ વખાણું તને. ( હાંડલી )
આઠ કકડે નીપજ્યો, બે નારી નર મળી ચાર,
તેમાં બેના પુષક વસે, તમે તજો ભરથાર. ( પલંગ )
સપ્ત નર બાંધ્યા તાતણે, મળીએ વાનર ચાર;
તે બતાવો શેઠજી, તેની થઈ એક નાર. ( ચોરી )
નરથી નારી નીપજે, જેથી શોભે નાર;
જરૂર જોઈ જુવતીને, તેને શીર ભરથાર. ( ભેંસ )

નવ ગ્રહમાં જે મુખ્ય છે, તેનો અહોધય હોય,
તેના નામે નામ છે, તે મુજ સાથે જોય. ( ચાંદલો )

મુખ મંડણ પુરૂષ તણુ, દુશ્મન ન ગણે જેહ,
નાર વડે નર જાણીએ, અમ આગળ કહો એહ. ( મુછ )

ઈંદ્ર વાહનથી ઉપજે, નારી દસ કે બાર,
તે નરતો નારી કને, તેનું ભાગ્ય અપાર. ( ચુડો )

માથા કેરો ગોફણો, વળી હૈયા કેરો હાર,
દહાડે કરૂ દીકરો, રાતે કરૂ ભરથાર ( સાડલો

એક અંધારી ઓરડી, વળી બીજી વેરણ રાત
ત્રીજો શોકનો ઢાલીઓ ઝગડો લાગ્યો સારી રાત

નદી કાંઠે નેહડો, વળી ગુંદા જેવડુ ગામ
કુંવારી છોડીને ત્રણ દીકરાં તેને પરણ્યાનું શું કામ

પારે નાચે પારવેડા, હૈયે નાચે મોર
પરણ્યા એટલા માનવી, પીટ્યા કુવારા હરાયા ઢોર

ઉંચી મેડી ઉજળી, વળી નીચે કંદોઇઓના હાટ,
કુંવારો મુલવે લાડવા, કે તેનાં વાંઢા જુવે છે વાટ

પાકી કેરી કચમચે, કાચી ઝોલા ખાય,
ચતુર નર ચાખી ગયા મુરખ ધક્કા ખાય.

માલણ વેચે મોગરા ઘાંચણ વેચે તેલ,
વેશ્યા વેચે ( સમજી જજો ) રૂપીઆના એકજ શેર.

છાતી વચ્ચે શેરડા, માથા વચ્ચે વાટ
ડુંટી વચ્ચે દરીઓ ભર્યો પીજો માજમ રાજ.

કાળા કપડું ગજનું, વળી માહે ભર્યું છે હીર,
ઘરનો ધણી પીટયો હીજડો, પડોશી બાવન વીર

મહુડો માળો નવ ધાએ વળી લીમડો લેરે જાય,
પારકો પુરૂષ ના સેવીએ એતો પરોઢીએ ઉઠી ઘેર જાય
સોપારી વખાણું સોરઠી જેના લીલા પીળા રંગ,
સ્ત્રી વખાણું કાઠીઆવાડી જેના વાળે વળે અંગ
ઉંચી ગોરી ઉજળી વળી જળ ભરવાને જાય
કાંટો વાગ્યો પ્રેમનો તે તો ઉભી ઉભી જોલા ખાય
અંગ કાળું દાંત ઉજળે ચાલે ચમક ચાલ
સાસુ વહુને દીકરી એ ત્રણેનો એક ભરથાર
ગોરી ખરી પણ શાંકડી નયન પાસા પણ દુર
પરણ્યો ખરો પણ હીજડો મારૂ જોબન જાય ભરપુર
ઉંચી ડોકને શીંગડા મધુરા મધુરા ન બોલ
અમે હૈયાના જારવા મારૂ જોબન કરે છે જોર
હસીને હાલ્યો ઢોલીઓ વળી બેસીને કરી વાત
પરણ્યા કરતા રંડાયો ભલો પીટ્યો હૈયે ન હરખાય નાથ
માથુ દુખે જો પુરૂષનું તો બાયડી એ બામ છે
એ બામનું માલીશ કરોતો બસ પછી આરામ છે
બઇરાથી આજે માન છે બઇરાથી આજે નામ છે
બસ ધકેલ પંચા દોઢસો ને રાખનારો રામ છે
આ પુરૂસની પીસ્તોલ મા બઇરાનો ગોળી બાર છે
માટેજ કહુ છું બેઉને સમજી જવામાં સાર છે
બઇરા વગર ઘર બાર ભાડે કોઈ પણ દેતું નથી
જ્યાં જાવ ત્યાં પરણેલ છો પુછયા વગર રેતું નથી

આ જીંદગીએ ચાર દીનની ચાંદની કેવાય છે
ગુલ ખીલેલા જોઈને બુલ બુલ હૃદય હરખાય છે
ચુમવા તાહરા ગુલાબી ગાલ જીવ લલચાય છે
અલંગવા મન મોહીની આ મન અધીરૂં થાય છે
કેને હીમાળે શેવીઓ કેને શેવી આગ
કેણે કરવત મુકાવીયાં કંઇ નારીને કાજ
ચીર ફાડી ધજા કરૂં વળી કંકણ મુકું નીસાન
ઊતર ચુડા કારમા તારો પીયુ પોઢે મસાણ
અંગની કુંડમાં નીસ્યો વળી ભમર કુંડમાં નાચ
પંડીત પુછે પંડીતને તેના કુલ વેલાને ખાય,
કર વીનાની કામની મેખ વીના જે દંત,
સુવેલી જીવતાને ગળે મોકલજો શીલીયન કંથ
જેને નડે પવન ન સંચરે જેને છાયે બેસે ન કોય
તે ફળ મોકલજો મારે એકાદવીનું વરત હોય
ઊભો નર નંદ્રા કરે ઝડક તડકો ખાય
જેની મુખે મોતી નીપજે તમે ચતુર કરો વિચાર
તનના કરૂં તાજવા મનના કરૂં બજાર
હૈયાની કરૂં હાટડી હુંતો કણુજ કરૂં વેપાર
ખંભાત ગાડા જોતર્યા મહી ભર્યું છે હીર
પીયુજી હોય તો મુલવે મારા ફાટી ગયા ચીર
નારી ફટી નર થયો સુરા પેરે ઘાય
આઠમા શરણુ ભોગવી પાછી નારી થઇ ઘર જાય

પાટણ દીવો પ્રગટીયો મેસ પડી મેવાડ,
આંજનારી આબુગઢ વસે એનો છેલ્લ વસે ગુજરાત.

કુવા ઢાંકણ ઢાંકણ ખેતર ઢાંકણ વાડ
બાપનું ઢાકણ બેટડો ઘરનું ઢાકણ નાર

ડુંગર ઉપર દેવડી ઉપર કળામય મોર
રાજા તારા મહેલમાં મેંતો દીઠું અંધારૂં ઘોર

મગ મગ જેવડા મોતીડા આડા અવળા વેઠ
જીવા બાયના છોરવા તમને આવડો શો શનેહ

આગણ વાવું એલચી સીચાવું નાગર વેલ
પરણ્યો હોય તો પાળ જે નીકર પીયર વળાવી મેલ

આબે ટોબે મોરીઓ કોણ સોપુ રખવાળ
પેલો પાડોશી પાતળો મારો પરણ્યો નાનેરૂં બાળ

કાઠીયાવાડ મારૂં બેઠણું પડધરી મારૂંજ ગામ
જાતના છીએ મેમણ નુરમામદ મારૂંજ નામ

કાચો લીંબુ કચમચે નખ દીધો કરમાય
નથી ચાખ્યો ઘરને નાવડે પરઘેર સુકાયા કેમ જાય ?

---

# રમુજી રહસ્ય

યાને

# કાઠીયાવાડી દોહરા

## ભાગ બીજો

ઘણા સુધારા વધારા સાથે સંગ્રહ કરી
છપાવી પ્રસિદ્ધ કરનાર
બુકસેલર નુરમામદ જુસબ મેમણ પડધરીવાલા
( કાઠીઆવાડ )
ઠેકાણું નોવેલ્ટી સીનેમા—ટીકીટ ઓફીસ સામે
ધીકાંટા રોડ—અમદાવાદ.

આવૃતી ૧ લી   સને ૧૯૩૦.   નકલ ૪૦૦૦

આ ચોપડી પાનકોરના નાકે વાસુદેવ પ્રીન્ટીંગ પ્રેસમાં
ઇશ્વરલાલ મોતીલાલે છાપી.

કિંમત ૦—૦—૩ પાઈ

# રમુજી રહસ્ય યાને કાઠીયાવાડી—દોહરા

## દોહરા

જણુની જણુ તો ભકત જણ કાં દાતા કાં સુર
નહિ તો રહેજે વાંજણી રખે ગુમાવે નુર ૧
ઢોલા ન ઢાળે ઢોલીયો ઢોલીયે જોબન ઢળે નહિ
આજ અમને સાથરીએ સુવાડ દુખમા ને દેવરો ૨
દેવરા તારી ડેલીએ બલ્લર ઉભા બે
એક જોવું તો એક ભુલુ કોને માગુ મને દે ૩
ડાબલ ભર્યા સુરમા માય મયુલ્લા ઘી
માદળે માદળે આટકી નનણે આથમીયો દી ૪
હું ઝાંપો ને તું ઝાંપલી ખોડીને ખંડગ થયા
મોઢે ચઢી મંગાણું નહિ વરહો ના વરહો ગયા ૫
વાડે વેલો ન વાવીએ વાડ વેલાનેજ ખાય
કાળા માથાનો માનવી અમને માયા લગાડી જાય ૬
ઝાઝા ઝાડનો લુમખો મહી કાટાળી ડાળ
ફાટેલ રાડને બોલાવીએ તે ઝટપટ કાઢે ગાળ ૭
આકાશનો મોરલો ઓલે કાંઠે ચરવા જાય
સોળ સોળ વરસની સુંદરી તેને ઘર ધીંગાણા કાઠા થાય ૮
સોળ વરસની સુંદરી જળ ભરવાને જાય
કાંટો વાગ્યો પ્રેમનો તે તો ઉભી ઉભી જોલા ખાય ૯

કુવા કાંઠે કેવડો વાવે વાંઝ થાય
આગીમરે રંઝાયો હશે તો સુખડા જીવને થાય ૧૦
વાડી ઠેકે વાંદરો વળી હરણ્યા કરે જોર
નારી ઠેકે ઢાલીયો એને જોબનીયાનું જોર ૧૧
સજન વાત કહું સનેહકી પરમુખ કહ્યો ન જાય
ગુંગે કો સપનો ભયો સમજ સમજ પસ્તાય ૧૨
ચલનો ભલો ન કોશકો દુહીતી ભલી ન એક
માંગવુ ભલુ ન બાપકુ પ્રભુ રખાવે ટેક ૧૩
તુ કાંટાળો કેવડો ને હુ વાડી માંયલી વેલ
તે કેદી મારો છેડો ઝાલ્યો કે મે કીધું મેલ ૧૪
નદી બાંધુ નવ ડાઢીએ વળી સમુદ્ર બાંધ્યા નવ જાય
તુને બાંધુ વડોદરાને ગાંદરે તારી રૂપ છોડાવાને જાય ૧૫
નાના હતા ત્યારે નીહવા થતા ઘડી હસળતા નહિ
મોટા થયા તો ભખડળ પડયા બેઠા બોલાવે કોઇ નહિ ૧૬
ઉંચો જોયો બળપ્યો નીચી જોઇ નાર
એકળ પેંહો વાણીયો ત્રણે ને કાં ધમાર ૧૭
પાકુ પગે જેભડું સમી સાંજનું સુરાર
અડધી રાતનું આકળુ મહુડે વીઆઇ ૧૮
ઊંઘ ન જુવે તુટી ખાટ ભુખ ન જુવે ટાઢો ભાત
પ્યાસ ન જુવે ધોબી ઘાટ પ્રેમ ન જુવે જાત કજાત ૧૯
ધુજે ધાળા ખળખળે નીર નદીઓનાં થંભીયા
તલવાર બરછી તીર ભાલા સામ સામા છુટીઆ ૨૦
તારોદ ગામની કઠીઆરી ઝાંખરા લાવી કાપી
ખાવા પીવાનું કંઇ ન મળે પછી બેઠી બેઠી તાપી ૨૧

કુવામાં કબુતર બોલે ગરબર વાળે ગોટા
ભત્રીજા કાકાને ફોસલાવે સામા આવ્યા છે ખોટા ૨૨
ચુરી ચાલી સાસરે પગમાં ઝાંઝર ચાર
હાથે લીધો કેરમાં ઉંટ ઉપર અસવાર ૨૩
હરખો ફેરવે ચરખો પુજી ફેરવે જોને લાટ
નવી કરે રોટલા લખોટો લઇ જાય ભાત ૨૪
છંછેરાના ચાવડા પટેલ મનમાં મદન ભેર
આખી રાત મેનત કરાવી ખીચડી ન આપી શેર ૨૫
ત્રણ ખુણાની તલાવડી ઉપર કાળા વેલા
ગરૂ હતા તે ગફામાં પેસીગ્યા બહાર રહયા બે ચેલા ૨૬
વાટ જુની પગ તાજા છેલ સમી કયો જાય
ઘોડા હોય તો આપડે પાળા પથન થાય ૨૭
ઓહો કરેને હોલા ટોકે ટુવે મગને જાળ
સાળા વાળી મોટી આરડી ઢોબાપુ અખાળ ૨૮
સજન પથારી સાંકડી તો સુવાનો સ્વાદ
હયે હયુ જો મળે લોઢુ મેળવે લુવાર ૨૯
સજન પર ઘર જાય કે દુખ ન રોયે સોય
ભરમ ગુમાવી આપકો બાટ ન દેવે કોઇ ૩૦
સજન મીલાપી બોત હે તાલી મીત્ર અનેક
જીન દેખે છાતી ઠરે શો લાખન મે એક ૩૧
આશા પાશા નીરમળા ઠગ ઠાકોર સોનાર
એતા જન નહિ આપણા શીંહ શરપને નાર ૩૨
ઉજડ કેરા ફીરબશે નીર ધન્યા ધન હોય
આવ્યા જોબને સેસા પડે મુવા સજીવન ન હોય ૩૩

આશનાઇ ઉશે કરના જીશ કાશીના સાફેહો
દેખનેમે ખુશનુમા જાતકા અશરાફ હો ૩૪
હનમાં વીરડીયુ હને ખડીયામા બજાર
સર્જનહારે સર્જ્યાં એક ઘોડો અને બીજો અસ્વાર ૩૫
વિપત પડે ન પલખીએ વલ એવી પત ન જાય
વિપતે ઉધમ કીજીયે ઉધમ વિપતને ખાય ૩૬
પય પુરાણું ઘી નવું ઘર સુલક્ષણુનાર
ચર કરી તુરી પલાણુવો સદભાગી સંસાર ૩૭
મનસુબા માનવ તણા આટલા બધા આ ઠિક
આંચળીયો લખમણ ભણે ઠાકર કરેઇ ઠીક ૩૮
માયા મરદની માનની ના મરદની મા
દાતાર હોય તે વાપરે સોમને નામે સા ૩૯
બાગ બગીચા કારણે હોય માળી હજાર
કામને કીરતી અને જોયે ઘણી જરૂર ૪૦
શાંકડી શેરીમાં ફુલવાળી માલણ વેચે ફુલ
મોગરાને ચંપો વેચઇ ગયા મોઘા થયા તેના મુલ ૪૧
નાની હતી નખ જેવડી વળી નાતી મેવા હેઠ
વળી વાંકો અંબોડો વાળતી ન મેલ્યા દીયર કે જેઠ ૪૨
હાથમાં ફુલ છાબડી ફુલ વેરાતાં જાય
માર્યો હોય તો માનજો એણે કરડે કાળો નાગ ૪૩
હાથમાં ઝમરખ દીવડો હું તો શેરીએ જોતી જાઉં
ભગવાં પેરૂં હું તો લુગડાં હુંતો જોગણ બની જાઉં ૪૪
અમદાવાદ ગાડાં આવ્યાં મહી ભર્યા છે હીર
પરણ્યો હોય તો મુલવે મારાં ફાટી ગયાં ચીર ૪૫

ચીતળ શહેરની ચુંદડી અત્રે કાણુ સેવા જોય
નાની હતી ત્યારે ભેળી રમતા હવે કેવાતી પરણેત નાર ૪૬
સીંગલદીપથી ગાડાં આવ્યાં મહી ભર્યા છે દંત
પરણ્યો હોય તો મુલવે મારે ચુડો પહેરીવાની ખંત ૪૭
મારા ફળયા માંયરસ પીપળો પીપળે કમેલ મોર
પરણ્યો મારો પરદેશમાં મારે ચુડે પડયા ચોર ૪૮
ટુંકે પાને આંબલી લાંબે પાને ખજુર
નર છોગાળા મરી ગયા મારે માથે ભાગ્યો મજુર ૪૯
ડુંગર કોરી ઘર કરૂ આભના કરૂં કમાડ
વીજળીનો કરૂં દીવડો મેઘ કરૂં મલાડ ૫૦
નહિ ભોમો નહિ ભાલીઓ નહિ ઘડાનો ઘાટ
પરણ્યો મારો પરદેશમાં અને વરકે જાતી વાટ ૫૧
બારપરામાં સાસરૂ કોળીવાડામાં કેડા
લીલા સાયલની ચંદડી મારે કસું ... ના છેડા ૫૨
પારેવા પગ ટુકડા ઉડતા બેલાડ
જોડે જોડ મળે જેને લખ્યા હો લલાટ ૫૩
ઉડી ઉડી આવે આગણે વળી વળી પાછી જાય
એ નારીને અમે શું કરીએ ખાવાનું બગાડી જાય (માખી) ૫૪
ચાર પગનું ચોગઠું મહી ભમર જાળી
જે અર્થ ન છોડે તેનો બાપ મુળીઓ માળી (ખાટલો) ૫૫
ત્રણ પગારો જનાવર મારીયો લાવીને નાખ્યો રાજદરબાર
પેલા ખાય બ્રાહ્મણ વાણીયા પછી ખાય સૌ લોક (શીંગોડાં) ૫૬
આવો બાઈ ઓળા કરો બે પગ પોળા
એક હાથે ઝાલો બીજે હાથે ઘાલો (ઘંટી) ૫૭

કાળી કુતરી લચપચ
બે માંચાને દશ પગ ( પાણીની પખાલ ) ૫૮
ચીતી પડી નાર ઉપર નર બેઠો
ટાટીયા કર્યા લાંબા તરત તરત કાઢલો બેઠો ( સાલ ) ૫૯
અચક મચક રાતું ચટક ઉપારી ટાટીયા ઘાલ્યું હટક
થોડું ઘાલ્યું ત્યારે મો મચકારીયું વધારે ઘાલ્યું તો હસી(હાથનુચુડો) ૬૦
હાસ કરીને હેઠા બેઠા ખોળા રાખ્યા પગ
ધમકી કરીને ઘોદો માર્યો નીકળ્યું ધોળુ ભખ ( ઘંટી ) ૬૧
એક જનાવર લાડકો મહી મંસને હાડકો
જીવે ત્યાં સુધી બોલે નહિ મુવા પછી બોલે સહી (સંખ) ૬૨
અંગ કાળુને દંત ઉજળો ચાલે ચમક ચાલ
સાસુ વહુને દીકરી એ ત્રણેનો એક ભરથાર ( હાથનોચુડો ) ૬૩
કાળો છે પણ કાગ નહિ લાંબો છે પણ નાગ નહિ
તેલચઢે પણ હનમાનનહિ ફુલ ચઢે પણ માદેવનહિ (નારીનોઅંબોડો)૬૪
ગબગબ ઘાલે ને ચપચપ ચુવે
સાડલો મેલીને ઘાબરે લુવે ( દાતણ ) ૬૫
સો પગારો ચીત્રો ઉભી બજારે જાય
રાજા પુછે રાણીને એ કયુ જનાવર જાય ( જુવો ) ૬૬
કપીજીને ઘેર ગપીજી આવ્યા આવો ગપીજી
બાર હાથ ચીભડુ તેર હાથ બી ( ઘર ) ૬૭
નદી કાંઠે નીપજે નરને નામે નામ
આઠ મહીને થાય એ કારતક મહીને કામ (ભીંડોળ) ૬૮
ચાર પગારો મરગલો મારીયો નાખ્યો મેદાન
વાણીયા બ્રાહ્મણ જમી ગયા રામ કરો વીચાર ( લવીંગ) ૬૯

તેર પગારો તેતરો નેરીએ નાઠો જાય
રાજા પુછે રાણીને તે શું જનાવર જાય (ગાડું) ૭૦

પાણી પીતી દુબળી તરસી માટી હોય
શું દેહાળુ નાગ તણા સુકવી માગે હોય (ત્રાજવું) ૭૧

નદી કીનારે નીપજે કાંકણીયો કણ થાય
દરઠી કાઢે ચોકમા અને અઢારે આલમ ખાય (મીઠું) ૭૨

---

પ્રિય વાંચક આ-(દોહરા) ના અધુરા રહેલા (દોહરા) રમુજી રહસ્ય યાને કાઠીઆવાડી ( દોહરા ) ભાગ ત્રીજામાં વાંચવા કૃપા કરશો. નીચેને સરનામે મળો